# ખારવાઓના ગુરૂ

તૈયાર કરી પ્રસિદ્ધ કરનાર:—

ખારવા ગોવિંદ ભગવાન મુંબાઇવાળા

પ્રસિદ્ધ કરનારનું ઠેકાણું:—

ઠાકોરદ્વાર ઓવલવાડી, મુંગભટ ગલી-મુંબાઈ.

છાપનાર:—

મુળચંદ કસનદાસ કાપડિયા.

છાપવાનું ઠેકાણું:—

'જૈન વિજય' પ્રીન્ટીંગ પ્રેસ, લક્ષ્મીનારાયણની વાડી,

ખપાટીઆ ચકલા-સુરત.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

ઈ. સ. ૧૯૧૬

કીમત રૂ. ૦-૧-૦

# બે બોલ



આજ કાલ અમારા ખરવા જાતીના લોકો ધંધા રોજગારને લીધે જુદા જુદા ગામોમાં જઇ વસવાથી પોતાની મુળ જગાએથી તથા એક બીજાથી એટલા બધા દૂર પડી ગયા છે કે તેમને પોતાની અસલ જગાએ બધા સાથે મળવાનો તેમજ પોતાના અસલ ગુરૂની ગાદીએ જઈ જ્ઞાનનો પ્રસાદ મેળવવાનો ભાગ્યેજ વખત મળે છે અને તેથી કેટલાક લોકો જ્યાં પોતે રહે છે ત્યાંજ બીજા પંથોમાં અજાણુ પણુ ભળવા લાગે છે. આથી મારૂં કહેવું એમ નથી કે બધાજ એમ કરે છે. પણ કેટલાક અણુવાકેફગારીને લીધે કદાચ એમ કરતા હશે તો તેમની જાણની ખાતર આ નાનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે કે તેઓ ખરી હકીકતથી અજાણુ ન રહે.

આજથી સો વરસ પહેલાં તમામ ન્યાતના ખારવાઓએ ખંભાતવાળા મહાત્મા પુંજાબાવાને ગુરૂ તરીકે એકમતે કબુલ કર્યા હતા અને તમામ ખારવા–ખલાસી તેમનાજ સેવક હતા. એ ખારવાઓની ઓલાદના લોકો પણ હાલ પુંજાબાવાની ગાદીનાજ સેવક ગણાય છે. હાલ એ ગાદીના મકાનો ખંભાત, મુંબાઈ વિગેરે ઠેકાણે છે અને બીજે પણ

હશે. જ્યાં જ્યાં ન્યાતના મકાનો છે ત્યાં ત્યાં ગુરૂની ગાદી હોય છેજ. તેમ ખારવાઓમાં પણ જ્યાં જ્યાં ન્યાતના મકાનો હશે ત્યાં ગુરૂની ગાદી હશે. કેટલેક ઠેકાણે ગાદી નહીં હોવાથી લોકોએ હાલના પીર-ગુરૂ પાસેથી પરવાનગી મેળવી ન્યાતના ઘરોમાં ગાદી કાયમ કરવાનો ઈરાદો કર્યો છે એ ઘણું સારૂં છે; અને અમને આશા છે કે એ લોકોની ઈચ્છા ગુરૂ મહાત્મા પાર પાડશે. હાલમાં ગાદીપતિ મહાત્મા ગુરૂ પરમ પુજ્ય પીર મોટામીયાં સાહેબ છે જેને ખારવાઓની તમામ ન્યાતોના લોકો સારી રીતો ઓળખે છે. એ ગુરૂ ગુજરાતી, ફારસી, મરાઠી, સંસ્કૃત તથા અરબી જાણે છે એટલુંજ નહીં પણ અંગ્રેજીમાં તેમણે બી. એ. સુધી અભ્યાસ કરેલો છે. તેઓ ચાલતા જમાનાના કાયદાકાનુન તથા દુનિયાની ઘણી વિદ્યાઓ જાણવા ઉપરાંત જુદા જુદા અનેક ધર્મોની માહિતી ધરાવે છે તથા સુલૂક-વેદાંત તેમજ યોગવિદ્યામાં ઘણા કુશળ છે. તેઓ એક એવા સંપ્રદાયના મહાત્મા છે કે જે સંપ્રદાયને તેના મરતબાને લીધે દુનિયાના ૩૬ કરોડ મુસલમાનો ઉપરાંત બીજી કોમના હજારો લોકો માને છે. જે સંપ્રદાયને આટલા બધા લોકો માનતા હોય તેનું મહાત્મ્ય કેટલું હોવું જોઈએ તે સહેલાઈથી સમજી શકાય એમ છે. આ સંપ્રદાયની મોટી દરગાહો અજમેર, દીલ્લી, પાકપટ્ટન, પીરાન કલીયર, વિગેરે ઠેકાણે છે પણ ગુજરાતમાં

મોટામાં મોટી ગાદી માંગરોલમાં છે, જ્યાં ખારવાઓના મૂળ પુરૂષ પુંજાબાવાના ગુરૂ પીર કાયમદીન બાવા સાહેબના કુટુંબના પીરજાદા વસે છે. હાલ એ માંગરોલની ગાદી ઉપર પરમ પુજ્ય પીર મોટામિયાં સાહેબ છે. એ ગાદીના હાલમાં એક લાખ કરતાં પણ વધારે સેવકો છે જેમાં ઓછામાં ઓછા પચાસ હજાર તો મુસલમાનો છે. વળી એ ગાદીને માનનાર તથા તેના તરફ ભાવની નજરથી જોનારા તો એટલા બધા છે કે જેની કાંઈ હદ નહીં અને તેટલા માટેજ એ ગાદી જગત્ ગુરૂની ગાદી ગણાય છે. આ ગાદી લાંબા વખતથી હજારો લોકોને આશરો આપતી આવીછે તો જો ખારવાઓ-ને પણ હમેશાં તેની છાયાનો લાભ મળે તો ગુરૂથી છેટે રહેવાથી તેમને જે નુકસાન ભોગવવું પડે છે તે દૂર થાય એમ છે. ખારવાઓ પોતાના આકીનમાં કાંઈ નબળા નથી તેથી ગુરૂ પીર તેમને પોતાની છાયાનો લાભ હમેશા આપશે તો કલ્યાણ થયા વગર રહેવાનું નથી. પુંજા બાવાની જુદે જુદે ઠેકાણેની ગાદીઓ ચલાવવા પીર સાહેબ તરફથી સારા ભગતોને નીમવામાં આવશે તોપણ સારૂ કામ ચાલશે.

આ પુસ્તકમાં જે હકીકત આપવામાં આવી છે તે મેં મારા બાપ ભગવાન પુંજા તથા અમારી ન્યાતના નાથા ભગતથી સાંભળી હતી. તેમણે મગનીરામથી અને મગનીરામે દેવજી બાપાથી સાંભ-ળેલાનું મને તેમણે કહ્યું હતું. દેવજી બાપા પુંજા બાવાના હાથના

સેવક હતા અને હમેશાં તેમની સેવામાં રહેતા હતા તેથી પુંજાબાવાની હકીકતથી તેઓ જોઈએ તેવા વાકેફ હતા. પુંજાબાવા પછી દેવજી બાપા થયા. તે પછી મગનીરામ ને તે પછી નાથા ભગત થયા. આ તમામ ભગત ખારવા જાતના હતા. એટલે એક બીજાથી બરાબર વાકેફ હતા. ઉપલી હકીકત તેમની તરફથી મળેલી છે એટલે તે પેઢી દર પેઢી ઉતરી આવેલી ખરી છે. નાથાભગત ૪૫ વરસની ઉમરે ગુજરી ગયા હતા. મગનીરામ ૬૦ વરસના થઇને ગુજરી ગયા હતા અને દેવજીબાપા ૯૦ વરસના થઈને ગુજરી ગયા હતા. દેવજીબાપાને ગુજરવાને હાલ લગભગ ૪૦ વરસ થયાં છે. મગનીરામને ગુજરવાને ૩૫ અને નાથા ભગતને ગુજરવાને ૧૬ વરસ થયાં છે. એ ભગતો પીર સાહેબની ગાદીને ઘણુ માનતા હતા અને વારંવાર ત્યાં દરશન માટે પણ જતા હતા. પહેલાના ભક્તીવાળા ભગતો ઉઠી જવાથી ખારવાઓનું બંધારણ હાલમાં પહેલા જેવું મજબૂત દેખાતું નથી. આનું કારણ એજ છે કે લોકો ભકતીથી છુટા પડતા જાય છે. પણ જો તેઓ ગુરૂનો આશિર્વાદ મેળવી પોતાની ન્યાતમાં અસલથી ચાલતી આવેલી ભક્તિ ઉપર કાયમ થઈ જાય તો પોતાની અસલની જાહોજલાલીએ પહોંચવામાં તેમને જરા પણ અડચણ આવે નહીં. કબીર જેવા મહાત્મા જે એક ગરીબ જુલાયા-તાઇ જાતના મુસલમાનને ત્યાં નાનપણથી

તે બાર વરસની ઉમરના થયા ત્યાંસુધી ગરીબાઈમાં રહ્યા હતા અને તે મુસલમાનના ઘરમાંજ ખાઇપીને મોટા થયા હતા તે મોટા પદે પહોંચી ગયા તો આપણે શા માટે મુકતીની આશા ન રાખવી?

કેટલાક આપણામાંના લોકો જે પોતાના પંથથી પુરા વાકેફદાર નથી તે કેટલીક વખત પુછે છે કે આપણી કુળદેવી કઇ. પણ તેમને જાણવું જોઇએ કે જે લોકો દેવીના ભક્ત હોય છે તેમનેજ દેવી હોય છે બીજાઓને હોતી નથી. જૈન ધર્મવાળા, બૌધ ધર્મવાળા, કબીરપંથી, પ્રણામી–મેરાજપંથી, નિરાંતપંથી વિગેરેને દેવી હોતી નથી અને જો તેઓ દેવી રાખતા હોય તો તેઓ પોતાના પંથના સિદ્ધાંતોથી પુરેપરા વાકેફગાર છે એમ ગણાય નહીં. પુંજાબાવાએ તો પીર કાયમદીનબાવા સાહેબ પાસેથી જ્ઞાનપ્રસાદ મેળવી "બ્રહ્મ" અને "અક્ષરાતીત" નો ઉંડો અર્થ સમજાવી માલિકની શ્રેષ્ઠતા કાયમ કરેલી છે. તેથી દેવીનો સવાલ અહીં રહેતો નથી. મેરાજપંથી–પ્રણામી-ઓને પણ અક્ષરાતીતનો ભેદ એ પીરેજ સમજાવ્યો છે. અને મેરાજનામા તથા નુરનામાની હકીકતથી પણ ખરી રીતે એ પીરેજ વાકેફ કર્યા છે. નીરાંત પંથવાળા તથા કબીર પંથવાળાઓને પણ એ પીરના ખાનદાનથી ઘણી વખતે જ્ઞાનનો લાભ મળેલો છે અને આગળ વધ્યા છે. આ પીરના આગલા વડીલોથી પણ ગુરૂ નાનક, ગુરૂ ચેતન મહા-

રાજ, જગાજી મહારાજ વિગેરે જેવા મહાત્માઓએ પણ લાભ મેળવ્યો છે તો પછી આપણે શા માટે પાછા પડવું ? માટે હવે આપણે એટલુંજ કહી આ લખાણ પુરૂં કરીશું કે હે ગુરૂ મહાત્મા સદા આપના ચરણ વિશે રાખજો ! અને આપના પ્રતાપથી, આપની દુવાથી અને આપના આશિર્વાદથી અમો ગરીબોનું કલ્યાણ થાય તેટલા માટે સદા દયા રાખજો ! હું આપને વારંવાર નમન કરૂં છું.

તા. ૧-૧૧-૧૦
સુ. મુંબાઇ. ઠાકોર-
દ્વાર. ઓવલવાડી.
મુંગભટ ગલી.

લી.
ગુરૂના ચર્ણની રજ
બારવા ગોવિંદ ભગવાન મુંબઇવાળા.



# પુંજાબાવા.



પુંજાબાવા અસલ ખંભાતના રહેનાર ખારવા જાતના હતા અને ધંધા માટે પાછળથી ભરૂચમાં જઇ વસ્યા હતા. ભરૂચમાં તેઓ એક યુરોપીયન સાહેબ પાસે એક નાની બોટ ઉપર નોકરી કરતા હતા. એક દીવસ પુંજાબાવા બોટ ઉપર હતા તેવામાં પીર કાયમદીનબાવા જેમનું ધામ એકલબારામાં[1] છે તે પોતાના એક ખાસ સેવક અભરામબાવાને[2] લઇને તે તરફ ફરતા ફરતા આવી ચડયા. તે વખત ત્યાંનો એકંદર સુંદર દેખાવ જોઇ પીર કાયમદીનબાવા સાહેબે અભરામ ભગતને કહ્યું કે ચાલો બોટમાં બેસીને જરા પાણીમાં ફરીએ. આ વખતે માલિકનું કરવું એવું કે પુંજાબાવાની બોટ કીનારા આગળ હતી અને તેમાં ફક્ત પુંજાબાવા અને બીજા ખલાસીઓ હતા, યુરોપીઅન સાહેબ નહોતો. પીર કાયમદીન બાવાએ અભરામ ભગતને કહ્યું કે આ બોટમાં પેલો માણસ છે તેને પુછ કે અમને બોટમાં બેસાડે છે. અભરામ ભગતે પુંજાભગતને બોટમાં બેસાડવા વિશે પુછયું અને કહ્યું કે અમે અહીં ફરવા ખાતર આવ્યા છીએ, અમારી પાસે પૈસા નથી. ત્યારે પુંજાબાવાએ કહ્યું કે પૈસા કમાવાની આ બોટ નથી. તમારે ફરવું હોય તો ચાલો હું થોડે સુધી ફેરવી આવીશ, મારે પૈસા જોઇતા નથી.

---

૧. એકલબારા વડોદરા પ્રાંતના પાદરા તાલુકાનું ગામ છે. વિશ્વામિત્રી સ્ટેશને થઇને જવાય છે. ૨. અભરામબાવા પાલેજ પાસેના પરિએજ ગામના વહોરા જાતના ભગત હતા.

તમે રાજી થશો તો બસ છે. એમ કહી પુંજાબાવા કિનારે આવ્યા. પીર સાહેબે પુંજાબાવાને પુછ્યું કે તમારી બોટનો ધણી અહીં નથી તેથી તમે અમને તેને પુછ્યા વગર બોટમાં લઇ જશો તો નારાજ તો નહીં થાય. પુંજાબાવાએ કહ્યું કે ના સાહેબ, મારો ધણી મારાથી નારાજ થાય એમ નથી. તમે તમારે ખુશીની સાથે બોટમાં પધારો. પીર સાહેબનો ચહેરો જોઇ પુંજા બાવાને આ વખત લાગ્યું કે આ કોઇ સિદ્ધ પુરૂષ છે. કીનારા આગળ કાદવ હતો તેથી પુંજા બાવાએ પીર સાહેબને કહ્યું કે હું આપને ઉંચકીને બોટ ઉપર લઇ જઇશ એમ કહી પોતે કિનારે આવી પીર સાહેબને પોતાના ખભે ઉંચકીને બોટમાં બેસાડયા. અમરામ બાવા પણ તેમની પાછળ પોતાની મેળે આવીને બોટમાં બેસી ગયા. પુંજા બાવા પીર કાયમ-દીન બાવા સાહેબને કીનારેથી ઉપાડીને બોટમાં લઇ ગયા તો તે વખતે તેમને જરા પણ ભાર લાગ્યો નહીં. ફકત એક ફુલ બરાબર વજન લાગ્યું. વળી કાદવ ઘણો હતો તોપણ પગ ખરડાયા નહીં. આથી પુંજાબાવા ઘણા વિચારમાં પડી ગયા અને મનમાં કહેવા લાગ્યા કે જરૂર આ કોઇ મહાત્મા છે. બોટ કીનારો છોડી આગળ ચાલી. બોટ ચાલતી હતી તોપણ પુંજા બાવા તો આખો વખત એજ ખ્યાલ કરતા હતા કે આ મહાત્મા કોણ હશે. તેમના મન ઉપર તો પીર સાહેબની એટલી બધી છાપ પડી ગઇ કે તેમણે તો આખો વખત પીર સાહેબનેજ જોયા કીધા. પીર સાહેબ થોડો વખત બોટમાં ફર્યા અને પછી પુંજા ભગતને કહ્યું કે હવે અમને જ્યાંથી બેસાડયા છે ત્યાં પાછા ઉતારી દો. તમે અમને ફેરવ્યા તેથી અમને ઘણો સંતોષ થયો છે. આથી પુંજાબાવા બોટને કીનારે લાવ્યા અને પહેલાંની માફક પીર સાહેબને ઉંચકીને કીનારે કોરી જગામાં મુક્યા.

આ વખતે પણ પુંજાબાવાને પીરનું એક ફુલ જેટલુંજ વજન માલમ પડયું તેમજ કીચડથી પગ જરા પણ બગડયા નહીં. બોટમાંથી કીનારે ઉતર્યા પછી પીર સાહેબ અબરામ ભગતને લઇને ચાલવા લાગ્યા તેટલામાં પુંજા ભગતે પીરસાહેબના ચરણમાં માથું નાખી દીધું અને અરજ કરી કહેવા લાગ્યા કે હે માહાત્મા, આપ ખરેખર ઓલીયા છો. મને કોઇ પણ રીતે આ દુનિયાથી બચાવી મારૂ કલ્યાણ થાય એમ કરો અને મને મુકતીનો મારગ બતાવો. આ પ્રમાણે પુંજાબાવાએ કાયમદીનબાવા સાહેબના ચરણ પકડી ઘણી આજીજી સાથે અરજ કરી તેથી પીરે તેમની ઉપર દયા કરી અને પોતાની ઓળખ આપી કહ્યું કે તું હમેશાં માલિકની બંદગી કર્યા કરજે. તેમાં રવીવારે તો આખો દિવસ બંદગી કરજે, તે દિવસ નોકરી મુકીને પણ માલિકની બંદગી કરજે. બંદગીથી કોઇ ચીજ ચડતી નથી. હું જે કહું છું તેને વળગી રહેજે, એથીજ તારૂં કલ્યાણ થશે. આટલું કહી ગુરૂમંત્ર આપી પુંજાબાવાને માથે હાથ મુકી આશિર્વાદ દઇ પીરસાહેબ અબરામ ભગતને લઇ વિદાય થયા. પીરસાહેબ પોતાને જે ન્યામત આપી ગયા હતા તેને પુંજાબાવા મજબુત વળગી રહ્યા અને સાહેબની બંદગી કરવા લાગ્યા અને રવીવારે નોકરી ઉપર જવાનું પણ બંધ કીધું. ત્રણ ચાર રવીવાર પુંજાભગત નોકરી ઉપર ગયા નહીં તેથી તેમના યુરોપીઅન શેઠે એક દિવસ પુછ્યું કે પુંજા, તું રવીવારે નોકરી ઉપર કેમ આવતો નથી? ત્યારે પુંજા ભગતે કહ્યું કે મારા ગુરૂ પીર કાયમદીન બાવા સાહેબે મને સાહેબની બંદગી કરવાનું કહ્યું છે અને રવીવારે નોકરી ઉપર આવવાનું ના કહ્યું છે તેથી હું રવીવારે નોકરી ઉપર નહીં આવતાં સાહેબની

બંદગી કર્યાં કરૂં છું. તેના શેઠે પુછ્યું કે શું તું સાચા સાહેબની બંદગી કરે છે? હું તો જાણું છું કે તમે લોકો જૂઠા દેવને પૂજો છો. ત્યારે પુંજાબાવાએ કહ્યું કે મારો સાહેબ તો સાચો છે અને મારો ગુરૂ પણ સાચો છે. ત્યારે તેના શેઠે કહ્યું કે આવતા રવીવારે હું તારે ત્યાં આવીશ અને જોઇશ કે તું કેવી રીતે સાચા સાહેબની બંદગી કરે છે અને તારો સાહેબ તારા ઉપર કેટલે સુધી પ્રસન્ન છે. પુંજાબાવાએ કહ્યું કે ભલે સાહેબ જરૂર આવજો. આવશો તો ખાતરી થશે કે મારા પીર કેવા છે. થોડા દીવસ પછી રવીવાર આવ્યો એટલે પેલો યુરોપીઅન શેઠ પોતાની ધણીઆણીને લઇને પુંજાબાવાને ઘેર પરિક્ષા કરવા માટે જવા તૈયાર થયો. તેણે બે માટલીઓ મંગાવી અને એકમાં રેતી તથા બીજીમાં મરડીઆ કાંકરા ભરીને લુગડાના કટકાથી બંનેનું મ્હોડું બંધ કર્યું અને તે ઉપડાવી પુંજાબાવાના ઘર આગળ આવ્યો. પુંજાબાવા આ વખતે માલિકની બંદગી કરતા હતા. યુરોપીઅન તથા તેની ધણીઆણીને પુંજાબાવાના ઘર આગળ આવેલા જોઇ આસપાસના ઘણા માણસો ભેગાં થઇ ગયાં અને પુછપરછ કરવા લાગ્યાં. છેવટે તેમને માલમ પડયું કે પુંજાબાવાનું સત જોવા તે આવ્યો છે. પુંજાબાવાના ઘર આગળ તે વખતે ભજન થતાં હતાં તેથી ઘણા માણસ હાજર હતા અને બીજા યુરોપીઅનને જોઇને ભેગા થઇ ગયા હતા. એ રીતે તે વખતે ત્યાં લગભગ બસો અઢીસો માણસો હતા. પેલો યુરોપીઅન પણ ત્યાં આગળ આવીને થોભ્યો અને જેવા પુંજાબાવા બંદગી કરીને ઉઠયા તેવુંજ પેલાએ કહ્યું કે પુંજા, જો તું સાચા સાહેબની બંદગી કરતો હોય અને તારા પીર સાચા હોય તો ચાલ કહે કે આ બે માટલીઓમાં શું છે. ત્યારે પુંજાબાવાએ પીરને યાદ કરીને સાહેબનું ધ્યાન ધર્યું અને થોડીવાર પછી કહ્યું કે એક માટલીમાં ખાંડ છે અને બીજીમાં શાકર છે. આથી

યુરોપીઅન બોલી ઉઠયો કે નહીં, તુમ જૂઠા ઓર તુમારા પીર ભી જૂઠા. ત્યારે પુંજાબાવાએ કહ્યું કે સાહેબ, મટકી ખોલકર દેખો. સાહેબે માટલીઓ ઉઘાડીને જોયું તો એકમાં ખરેખર ખાંડ તથા બીજીમાં શાકર જણાઇ. આથી તે ઘણો અજાયબ થયો અને મનમાં ઘણા ઘણા વિચાર કરવા લાગ્યો. પુંજાબાવાએ કહ્યું કે સાહેબ એ ખાંડ તથા શાકર માલિકનો પ્રસાદ છે તે હવે તમારાથી ઘેર લઇ જવાય નહીં તેથી લોકોને પોતાના હાથે વહેંચો. એ પ્રસાદ છે તેથી કદી ખુટશે નહીં. આથી પેલા યુરોપીઅને માટલીમાંથી ખોબલા ભરી ભરીને ખાંડ તથા શાકર વહેંચવા માંડી. ત્યાં હતા તેટલા બધા માણસોને ખોબલા ભરી ભરીને આપી પણ તે માટલામાંથી ખુટી નહીં પણ તેટલીને તેટલી જણાઇ. આથી પેલા યુરોપીઅનને તો પહેલા કરતાં પણ વધારે અજાયબી લાગી અને તેની ખાતરી થઇ કે બેશક પુંજાબાવા ખરા ભગત છે તથા તેમના ગુરૂ ખરા છે. આથી તેણે પુંજાબાવાને કહ્યું કે હવે તમે ખુદાના ખરા ભગત થઇ ગયા છો માટે તમારા પીર તમને જે પ્રમાણે કહી ગયા છે તે પ્રમાણે હમેશાં કર્યા કરો. તમારે નોકરી ઉપર આવવાની જરૂર નથી. તમારો પગાર હું દર મહીને ઘેર બેઠાં મોકલી આપીશ. તમે માલિકની બંદગી કરજો અને બીજાઓ માટે દુવા માગજો કે તેમનું ભલું થાય. એમ કહી પેલો સાહેબ પોતાની ધણીયાણીને લઇને ઘર તરફ રવાના થયો.

પુંજાબાવા હવે એક મનથી ભકતી કરવા લાગ્યા. કારણકે હવે તેમને કોઇ પ્રકારની ચીંતા રહી નહોતી. તેમણે ધાર્યું કે હવે વધારે દહાડા નહી કહાડતાં જલદી માલીકના દીદાર કરવા જોઇએ. તેમણે ચાલીસ દીવસનું છલ્લું બાંધ્યું. ચાલીસ દીવસ પુરા થઇ ગયા પણ માલિકના દીદાર દેખાયા નહીં. ફરી તેમણે ચાલીસ દીવસનું છલ્લું

બાંધ્યું, તો પણ તેમની આશા પુરી પડી નહીં. ત્યારે ત્રીજી વખત છલ્લું બાંધ્યું અને પાસે ઉઘાડી તલવાર રાખી કે જો આ વખત દીદાર ન થાય તો આપઘાત કરીને મરી જવું. એ છલ્લું પણ પુરૂ થવા આવ્યું પણ કાંઇ વળ્યું નહીં. આથી તેઓ તલવાર લઇ જીવ કહાડવા જાએ છે એટલામાં ચૌદ ભુવનનો નાથ પ્રગટ થયો. જેનું દર્શન કરી પુંજાબાવાએ પોતાના તરસ્યા મનનેં શાંત કર્યું. હવે તેઓ હમેશાં તેની હાજરા હજુર રહેવા લાગ્યા. એક વખત તેમણે ખંભાતમાં પોતાની ન્યાતની પાંચે પાટીઓના લોકોને જમવા માટે તેડયા તો તે વખતે પણ માલિક ત્યાં તેમના મદદે ઉતર્યો હતો. પુંજાબાવા તેને સાક્ષાત જોતા હતા પણ બીજા લોકો જોઇ શક્તા નહોતા. આ સઘળું પુંજાબાવા પીર કાયમદીન બાવા સાહેબના પ્રતાપથીજ મેળવવા પામ્યા હતા નહીં તો એક ગરીબ ખારવાનું શું ગજું કે તે સાહેબને આમ સાક્ષાત જોઇ શકે.[1] ખારવાઓએ મગરૂર થવું જોઇએ કે તેમની ન્યાતમાં એવા મહાત્મા નીકળ્યા છે. પુંજાબાવાના થવાથી તો ખારવા જાતીની ઘણી કદર થઇ છે અને ખારવાઓને લોકો પહેલાં હલકા ગણતા હતા તે વિચાર પુંજાબાવાના પ્રતાપથી લોકોમાંથી નાબુદ થવા પામ્યો છે. આ બધો પીર સાહેબનોજ પ્રતાપ છે.

પુંજાબાવા ત્યારપછી રાત દિવસ માલિકના ધ્યાનમાં રહેવા લાગ્યા. તેમણે માલિકના ધ્યાનમાં રહી પ્રભાત, વસંત, કેદારા, ગરબા,

---

૧. પુંજાબાવાના ઘણા પદછા છે જે થોડા વખતમાં એક પુસ્તક રૂપે અમારો છપાવવાનો વિચાર છે.

મલાર વિગેરે ઘણા રાગના ભજનો બનાવ્યાં છે જે બધેબધ બોલાય છે.[1]

એક દિવસને સમયે ભરૂચમાં કેટલાક લોકો રફાઇ ખેલતા હતા. કેટલાક તલવાર, કેટલાક ગુરજ, કેટલાક સીખ, કેટલાક લોખંડની સાંકળો વિગેરે પોતાના શરીર ઉપર મારતા હતા અને રફાઇ બોલતા જતા હતા. આ રફાઇ જોવા ઘણા માણસો ભેગાં થયાં હતાં. તે દિવસે શ્રાવણ મહીનાની શીલી સાતમ હતી તેથી હીંદુઓ પણ ઘણા જોવા આવ્યા હતા. પુંજાબાવાના મુકામની નજદીકજ તે રફાઇ થતી હતી તેથી પુંજાબાવા પણ ત્યાં બેસીને જોયા કરતા હતા. લોકો ઉપર ઉપરના દિલથી રમતા હતા તેથી પુંજાબાવાને લાગ્યું કે કોઇ માલિકના ખરા પ્રેમથી ખેલતું નથી. તોપણ પોતે બેસીને જોયા કરતા હતા. જ્યારે સારી રીતે માલિકના ગુણ જોર જોરથી ગવાવા લાગ્યા અને ધુમથી ડંકા વાગવા લાગ્યા ત્યારે પુંજાબાવાને ઘણો જોસ ચડયો અને પોતે હાથમાં તલવાર લઇને ઉભા થયા. રમતાં રમતાં તેમને એટલો બધો જોસ ચડયો કે તેમણે એકદમ પાસે બેઠેલા બે માણસોનાં ડોકાં કાપી નાંખ્યાં જેથી તેમનાં ધડ જુદાં થઇ ગયાં. થોડી વાર રમીને પુંજાબાવાએ રફાઈ વાલા ખલીફાને કહયું કે આ બે માણસોના ડોકાં મેળવી દો. પણ ધડથી માથાં જુદાં જોઇને ખલીફા તદન ગભરાઇ ગયા. ઉપર ઉપરની તેમણે કેટલીક તજવીજ કરી પણ તેઓ માથાં મેળવી શકયા નહીં ત્યારે પુંજાબાવા પાછા તેયાર થયા. તેમણે પોતાના પીર કાયમદીન બાવાને યાદ કરી માલીકનું સ્મરણ કરવા માંડયું. તેમણે પેલાં

---

૧. પુંજાબાવાના કેટલાંક ભજન છપાઇ પણ ગયાં છે જેની ચોપડી અમારે ત્યાં છે.

ડોકાં ઉંચકીને ધડ સાથે ગોઠવ્યાં અને એવો મંત્ર ભણ્યા કે ડોકાં તરતજ ધડ સાથે ચોંટી ગયાં અને પેલા માણુસો સજીવન થઇ ઉભા થયા. આ ચમત્કાર જોઈ ત્યાં જેટલા હતા તે સૌ અચરત પામી ગયા. પુંજાબાવાને હવે ઘણા લોકો ઓળખી ગયા અને ઘણા લોકો માનવા લાગ્યા. એવા પુંજાબાવા પીર કાયમદીનબાવાના પ્રતાપથી સમરથ થઇ ગયા. જેના પર પીરની દયા પુરણ હોય તો તેનું બેડું પાર છે.

પુંજાબાવાનો ચમત્કાર જોયા પછી ઘણા લોકો તેમના સેવક થયા. પુંજાબાવાએ ત્યાં ઘણા ચેલા કર્યા હતા તેમાં કણબી, કાછીઆ, સોની, ખલાસી, ઘાંચજા, ગોલા, પારસી વિગેરે હતા એક મહેરવાનજી કરીને પારસી હતા તેમણે એક ગરબો કહ્યો છે તેમાં છેલ્લી કડી એવી છે કે:—

"શાહ કાયમદીન ચિસ્તી છે માથે,
ગુરૂ અબરામે ઝાલ્યા હાથે,
દાસ "મહેરબાન" ને રાખો પાસે. ધન ભરૂચ શહેર."[1]

પુંજાબાવાને ગુજરવાને આસરે સવાસો વરસ થયાં છે. ભરૂચમાં નર્મદા (રેવાજી) નદીના કિનારે એમની સમાધી કરેલી છે અને તેઓ માલિકના તેજમાં તેજ મળી ગયા છે. આ બધો પીર કાયમદીનબાવા સાહેબનોજ પ્રતાપ છે. પીર કાયમદીનબાવા સાહેબ પાકપટ્ટનવાળા હજરત બાવા ફરીદ શકરગંજ સાહેબ ચિસ્તીની ઓલાદમાં હતા.

---

૧. એ ગરબો અમારી પાસે પુરો છે અને તે અમને મ્હોડે છે.

## "રોનક-ફરીદી" નામના પુસ્તકમાં લખ્યું છે કેઃ—

"હઝરત બાવા ફરીદ સાહેબ પીરકાયમદીન બાવા સાહેબના મોટા દાદા હતા, જેમણે સાતસો વરસ પહેલાં ચિસ્તીયા ગાદી પંજાબમાં પાકપટન શરીફમાં કાયમ કરી હતી. તેમને અજમેરવાલા ખ્વાજા સાહેબ તરફથી હઝરત ખ્વાજા કુતબુદીન સાહેબની મારફત ન્યામત મળી હતી. તેમના દાદા હઝરત શોએબ સાહેબના લગન સુલતાન મેહમુદ ગજનીની બ્હેન સાથે થયાં હતાં. બાવા ફરીદ સાહેબના વડીલો અસલમાં બલખ બુખારાના શહેનશાહ હતા, પણ દુનિયા બે દિવસની છે એમ જાણી તેમણે રાજપાટ મુકી માલીક તરફ ધ્યાન લગાડવા ફકીરી લીધી હતી. ત્યારથી તેમનું કુટુંબ ફકીરોની રસ્તા ઉપર વધારે ભાવ રાખે છે. બાવા ફરીદ સાહેબના એક લગન દિલ્લીના બાદશાહ સુલતાન સમસુદીન અલતમસ ના પુત્ર ગ્યાસુદીનની દીકરી બીબી હજીરા ખાતુન બેગમ સાથે થયાં હતાં; પણ પોતે ફકીરોની રસ્તો છોડ્યો નહોતો. તેમના હજારો ખલીફા હતા, તેમાં દિલ્લીવાળા હઝરત નીજામુદ્દીન ઓલીઆ તથા પીરાન કલીયરવાલા હઝરત અલાઉદ્દીન અલી એહમદ સાબિર એ બે વધારે મોટા ગણાય છે. આ બે ખલીફાના પણ ઘણાં મુરીદ હતા. હઝરત નસીરૂદ્દીન ચિરાગ દેહલવી, તથા મીર ખુસરૂ પણ આજ ખાનદાનના સેવક હતા. હઝરત નસીરૂદ્દીન ચિરાગ દેહલવીના મુખ્ય શિષ્ય હઝરત સૈયદ મોહમદ બંદેનવાજ ગેસુદરાજ હતા. હઝરત બંદેનવાજ હઝરત નસીરૂદ્દીન ચિરાગ દેહલવીની પાલખી ઉપાડતા હતા અને ત્રીસ વરસ સુધી પાલખી ઉપાડીને ન્યામત મેળવી હતી. એટલે હઝરત બંદેનવાજ, હઝરત બાવા ફરીદ સાહેબના મુરીદના મુરીદ

હતા. તેમનો રોઝો નિઝામ હૈદ્રાબાદના રાજ્યમાં ગુલબર્ગા નામના ગામમાં છે. તેમની ઓલાદના લોકો હાલ અમદાવાદમાં કડીના કસ્બામાં તથા ત્યાં આસપાસના ગામોમાં છે."

"હઝરતબાવા ફરીદ સાહેબ અડતાલીશ વરસ સુધી ખાધા પીધાની કાંઇ પણ પરવા રાખ્યા વગર ખુદાના પ્રેમમાં મસ્ત રહ્યા હતા. પોતે ફરમાવ્યું હતું કે મારી ઓલાદ હવે ભુખે મરશે નહીં. કારણ કે મેં અડતાલીશ વરસ સુધી ભુખ વેઠી છે તેથી તેમની ભુખ હું લઇ જાઉં છું. તેમના વખતમાં જ્ઞાનનો (પ્રસાર) ઘણો થયો હતો, જેમાં પંજાબને વધારે ભાગ મળ્યો હતો. શિખ લોકોના ગુરૂ મહાત્મા નાનકને પણ તેમના ખાનદાનથી જ્ઞાન-પ્રસાદ મળ્યો હતો. ગુરૂ નાનક બાવા ફરીદ સાહેબના પડદે થયા પછી પણ દર વરસે તેમનો ઊરસકરવા પાકપટ્ટન જતા હતા. ઇસ્લામી ધામોની જાત્રા પણ તેમણે હઝરત બાવા ફરીદ સાહેબના ઉપદેશથી વાકેફ થઇને કરી હતી. બાવા ફરીદ સાહેબનો ઊરસ મોહોરમની પાંચમી તારીખે થાયે છે."[1]

"હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદમાં પીર બદરૂદીન મસ્તાન થયા હતા. તેઓ કડીમાં રહેતા હતા. તેઓ પણ ખુદાના પ્રેમમાં મસ્ત હતા, એમ તેમની આ પુસ્તકમાં આપેલી "બિરેહની કથા" વાંચવાથી સાફ જણાઇ આવે છે." [2]

---

૧. પંજાબમાં "પાકપટ્ટન" શહેરમાં થાય છે.

૨. જુઓ જમાદાર હમીદખાંએ છપાવેલ "રોનકે-ફરીદી" નામનું પુસ્તક. ગુજરાતીમાં છપાએલું છે તેમાં ઉમર બાવા, નબીમીયાં, જીવણ મસ્તાન, બડા સાહેબ વિગેરેના કલામ—ભજન છે. તેની કીંમત રૂા, ૦-૨-૬ છે. તે અમારા ત્યાંથી મળી શકે છે

" તેમના પછી પીર" શાહ કાયમદીનબાવા સાહેબ થયા હતા. તેઓ હઝરત બદરૂદીન સાહેબના દીકરા હતા અને જ્ઞાનપ્રસાદ પણ તેમના હાથેજ મેળવ્યો હતો. આમ ઓલાદ દર ઓલાદ ચાલતી આવેલી ન્યામતમાં પાછલા મહાત્માઓએ વધારોજ કર્યો હતો. આ જીલ્લામાં પીર કાયમદીનબાવા સાહેબના નામથી કોઇ ભાગ્યેજ અજાણ હશે તેઓ દોઢશો વરસ ઉપર થઇ ગયા છે. તેમણે બનાવેલ 'નુરરોશન" નામનું પુસ્તક જોવાથી ખાત્રી થાય છે કે બીજા મહાત્માઓએ તેમને "કુતુબ" નો જે મરતબો આપ્યો હતો તે વ્યાજબીજ હતો. તેમણે એકાવન શખશોને જ્ઞાન આપી મહા પદે પહોંચાડયા હતા. જેમાં આગળ જણાવ્યા પ્રમાણે અમરામબાવા પ્રથમ સ્થાન ભોગવતા હતા. અમરામબાવાએ પીરના હુકમને આધીન થઇને ઉમરબાવાને રંગ્યા હતા એટલુંજ નહીં પણ ભરૂચના તે વખતના કાજી ખાનદાનના હઝરત નબીમીયાંને પણ ન્યામત આપી હતી. નબીમીયાં સાહેબના પણ ઘણાં કલામ આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. તે ઉપરાંત જીવણ મસ્તાનના કલામ પણ છે. જીવણ મસ્તાન વડોદરા પ્રાંતના ચોરંદા તાલુકાના પાછીયાપરાના રહેવાસી હતા. અને રતનબાઇ જેમની વાણી ઘણી પ્રખ્યાત છે તેમના પીરભાઇ-ભાઇ થતા હતા. તેમને પીર કાયમદીનબાવા સાહેબ તરફથી ન્યામત મળી હતી.૧ "

"ભરૂચ અને સુરત જીલ્લાને પીર કાયમદીનબાવા સાહેબ અને તેમના ખાનદાનથી એટલો બધો ફાયદો થયો છે કે જેનું વર્ણન કરવું મુશ્કેલ છે. એ પીરસાહેબના પ્રતાપથીજ ત્યાંના હાલના

---

૧. જુઓ આગળ જણાવેલ 'રોનકે-ફરીદી"નામનું પુસ્તક પા. ૪-૫. ઉપલી હકીકત તેમાં છપાઇ છે જે અહીં લીધી છે.

વહોરાઓના હાથમાં જ્ઞાન આવેલું કહેવાય છે. પરીએજ, ઇખર, વલણ વિગેરે ગામો આ બાબતની સાક્ષી પુર્યા વગર રહેશે નહિ. પીર કાયમદીનબાવા સાહેબની દરગાહ વડોદરા પ્રાંતના પાદરા તાલુકાના એકલબારા ગામે છે. પાદરા ડભોઇ લાઇનનું એક સ્ટેશન છે. ત્યાંથી એકલબારા બે ગાઉ થાય છે. હાલ એ દરગાહનો વહીવટ માંગરોલની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબ કરે છે. આ પીરસાહેબનું બીજું નામ "મતાઉદ્દીન" છે જે કહીં શહેરનું કાજીપણાનું કામ સોંપતી વખતે રાખવામાં આવેલું છે. એકલબારે બાર મહીને બારે મેળો ભરાય છે."[1]

## "પુંજાબાવાના ભજન" નામના પુસ્તકમાં લખ્યું છે કે:—

"પુંજાબાવા અસલ ખંભાતના ખારવા—ખલાસી જ્ઞાતીના હતા, અને ભરૂચમાં ઘણે ભાગે રહેતા હતા, તેમને હઝરત શાહ કાયમુદ્દીનબાવા સાહેબ જેઓ માંગરોળની પીરની ગાદીવાળા પીરજાદાઓના વડીલ થતા હતા તેમના તરફથી ન્યામત—જ્ઞાન પ્રસાદી મળી હતી. કાયમદીનબાવા સાહેબ આસરે દોઢસો વરસ ઊપર થઇ ગયા છે. તેમનો રોજો વડોદરાથી સાત ગાઊ ઊપર પાદરા તાલુકાના એકલબારા ગામે છે. ત્યાં જવા ડભોઇ લાઇનવાળી નાની ગાડીમાં વડોદરા પાસેના વિશ્વામિત્રી સ્ટેસનથી બેસવું પડે છે. એ નાની ગાડી પાદરા સ્ટેસને લઇ જાય છે જ્યાંથી એકલબારા બે ગાઊ થાય છે. પાદરે બળદ ગાડીઓ ઘણી મળે છે અને એકલબારે ભાડે આવે છે. એકલબારા ગામ ઠાકોરનું છે. ત્યાં હાલ ઠાકોર રામસીંગજી હરીસીંગજી ગાદી ઊપર હયાત છે. તેઓ પણ આ પીરની ગાદીના સેવક છે. અને ઘણી સેવા ચાકરી કરે છે."

---

૧. ઉપલી બિના "રોનકે- ફરીદી" માં લખેલી છે.

પીર કાયમદીનબાવા સાહેબની ગાદી ઉપર હાલ પીર મોટામીયાં સાહેબ છે. તેઓ પોતાના માંગરોળ ગામ રહે છે. આ માંગરોલગામ ભરૂચ અને સુરત વચ્ચે આવેલા કોસંબા જંખવાવ રેલ્વે લાઇન ઉપર એક સ્ટેશન છે. ત્યાં જવા કોસંબા સ્ટેશને ગાડી બદલવી પડે છે. માંગરોલમાં બાર મહીને પોસ સુદ બીજના રોજ એક મોટો મેળો ભરાય છે. જ્યાં ઘણાં દુર દુરથી લોકો આવે છે. આ ગાદી હેઠળ લગભગ ચાલીશ પચાસ હજાર કરતાં વધારે મુરીદો—સેવકો છે. તેમાં ઘણાં ઠાકોરો, દરબારો, અને જાગીરદારો છે. પુંજાબાવા હાલના પીર મોટામીયા સાહેબના વડીલ પીર કાયમદીનબાવા સાહેબના શિષ્યોમાંના એક હતા. એટલે પુંજાબાવાને માનનારા ખારવા—ખવાસી લોકો ખંભાત, વડોદરા, અમદાવાદ, ભરૂચ સુરત, મુંબાઇ તથા જ્યાં જ્યાં છે તે આ પીરની ગાદીના સેવક ગણાય છે. ખંભાતવાળા ગોપાળલાલ મહારાજ પણ આ ગાદીને ઘણા માનતા હતા."

"પીર કાયમદીન બાવા સાહેબના શિષ્યોમાં અભરામબાવા, ઊમરબાવા, નબીમીયાં, રતનબાઈ, જીવણ મસ્તાન વિગેરે થઇ ગયા છે. તે સઘળા મહાપુરૂષ હતા એમ તેમની વાણી કહી આપે છે. એ ભક્તોનાં ભજન ઘણાં છે. જેમાંના કેટલાંક તો છપાઇ પણ ગયાં છે. કહે છે કે કાયમદીનબાવા સાહેબે એકાવન માણસોને સારી રીતે રંગ્યા હતા. જેમાંના ઘણા ખરા નર્મદા અને મહી વચ્ચે રહેતા હતા. પીર કાયમદીનબાવા સાહેબ નંદરબાર તરફ ઘોકડા ગામે પડદે થયા હતા. જ્યાંથી તેમને એકલબારા તરફ લાવવામાં આવ્યા હતા. તેમના પછી તેમના ભત્રીજા પીર મોટામીયા સાહેબ ગાદીએ આવ્યા, જેમણે માંગરોલમાં ગાદી સ્થાપી. આ ગાદીના પીર સાહેબોના પડછાનું

પણ એક પુસ્તક છપાયું છે. જેમાં મુરીદોને જાણવા જેવી ઘણી બાબતોનો સમાવેશ કરેલો છે. [1] "

## "રતનબાઇના કલામ-ભજન" નામના પુસ્તકમાં લખ્યું છે કે:—

"માંગરોલની પીરની ગાદીવાળા પીરજાદાઓના વડીલ હઝરત શાહ કાયમુદીન (કાયમદીન) બાવા સાહેબ ચિસ્તી કાદરી જેમની દરગાહ શરીફ વડોદરા પાસે પાદરા તાલુકાના એકલબારા ગામે મહીનદીને કાંઠે છે તેમના જુદા જુદા શિષ્યોએ ઘણા કલામ-ભજન કહેલાં છે જેમાંના અભગમબાવા, ઊમરબાવા, નબીમીયાં, પુંજાબાવા, રતનબાઇ, જીવણ મસ્તાન વિગેરેનાં ઘણાં ખરા આ જીલ્લામાં બોલાય છે. આ કલામનો એક મોટો જથો હોવાનું કહેવાય છે. એનો સંગ્રહ કરવાનું કામ ચાલુ છે. અને હાલ જેટલાં હાથ લાગ્યાં તેટલાં પુસ્તક રૂપે બહાર પાડવામાં આવ્યાં છે. [2] "

## "અભરામબાવાની વાણી" નામના પુસ્તકમાં લખ્યું છે કે:—

"જે લોકોને ભગતીનો શોખ છે. તેમને વિદિત કરવાની રજા લઉં છું કે આ અભરામબાવા કાનમના ખેડુત વહોરા ગ્નાતીના

---

૧. જુઓ ભગત હમીદખાંએ છપાવેલ "પુંજાબાવાનાં ભજન" નામનું પુસ્તક, આ પુસ્તક ગુજરાતીમાં છે. તેની કીંમત રૂ ૦-૧-૬ છે. તે અમારા ત્યાં મળે છે. પીર મોટામીયાં સાહેબના પડછાનું પુસ્તક પણ અમારે ત્યાં મળે છે.

૨ જુઓ ભગત હમીદખાંએ છપાવેલ "રતનબાઇનાં કલામ-ભજન" નામનું પુસ્તક જે અમારે ત્યાં રૂ૦-૧-૬ ( દોઢ આના ) માં મળે છે.

હતા પણ પીરની મહેરથી તેમને કેવું પદ મળ્યું તે તેમની વાણી જોવાથી ખાત્રી થશે. માથે પીર ( ગુરૂ ) કર્યા વગર કાંઇ પ્રસાદી-ન્યામત મળી શકતી નથી, જેમ કુંચી વગર તાળું ઉઘડતું નથી તેમ સદ્દગુરૂ-પીર વગર જ્ઞાન ઉઘડતું નથી. જે તાળું કુંચી વગર ઊઘડી જાયછે તે નકામું ગણાયછે તેમજ ગુરૂ વગરનું જ્ઞાનપણ કથની રૂપેજ ગણાય છે; તેટલા માટેજ માથે પીર ( ગુરૂ ) કરવા એ એક જરૂરી વાત છે. વળી પીર ( ગુરૂ ) કરીનેજ બેસી રહેવાન નથી પણ જેવી રીતે કાયમદીનબાવા સાહેબના માણસો તેમના ઉપર આકીન રાખતા હતા તેવા આકીનની પણ ઘણી જરૂર છે. આકીન હતું તોજ એવા અભણ માણસો આવા જ્ઞાનવાળા કલામ ભજન કહેવા શકિતવાન થયા છે. ” ૧

આ પીર સાહેબના ખાનદાન વિશે "પડછા"ના પુસ્તકમાં લખ્યું છે કે "આ પીરના ખાનદાનના પીરજાદાઓ ઘણા પ્રેમાળ અને ધાર્મિક પુરૂષો છે. તેઓ સાદાઇ અને ફકીરી માટે અસલથી ચાલતી આવેલી સારી બાબતોને પસંદ કરે છે, અને તે પ્રમાણે ચાલવામાં તેઓ આનંદ માને છે. તેમના ત્યાં દરેક બાબત એવી ગરીબાઇ અને સાદાઇવાળી છે કે ત્યાં જનાર માણસના મન ઉપર તેની અસર થાય છે. તેમના લખોપતિ મુરીદો કે જેને ત્યાં સાહેબીના પાર હોતા નથી તે પણ ત્યાં રંક જેવા બની જાય છે. એમના દરબારમાં બધો ફકીરાની મામલો છે, એ જનાર માણસ સારી રીતે જાણે છે. પીર સાહેબ હમેશાં દરગાહ આગળ પોતાનો મુકામ રાખે છે.[૨] અને

---

૧ જુઓ ભગત હમીદખાંએ છપાવેલ " અભરામબાવાની વાણી " નામનું પુસ્તક. કીંમત રૂ૦-૧-૬ માં અમારે ત્યાં મળે છે.

૨. માંગરોલમાં હોય ત્યારે.

એક સાદી સાદડી ઉપર કે વાઘના ચામડા ઉપર બેસે છે. તેમના ઘર આગળ અમીરોના જેવો ઠાઠ નથી પણ બધું સાદે સાદુંજ છે. તેઓ પોતાની બેઠક હરગાહના ઓટલા ઉપરજ રાખે છે, એટલે ,ગમે તે માણસ તેમને મળી શકે છે. જાણી જોઇને તેઓ ઘર આગળ સાહેબી વધારતા નથી અને કહે છે કે અમને માલિકે ફકીર બનાવ્યા છે તેથી સાદાઇથી રહેવામાંજ અમને માન છે, કારણકે પેગમ્બર સાહેબ પણ સાદાઇમાંજ રહેતા હતા. એમના ઘરનું સાદાપણું જોઇ લોકોને અજાયબી લાગે છે. હાલના પીર મોટામીયાં સાહેબનો પોશાક તથા રીતભાત એવાં સાદાં છે કે તેમણે બી. એ. સુધી અભ્યાસ કર્યો છે[1] એવું કોઇ ભાગ્યેજ ખ્યાલ કરી શકે. તેઓ પોતાના નિત્યકર્મ (વઝીફા) માં એવા તો ચુસ્ત છે કે અગીયાર વરસથી તે ખંડન થએલ નથી.[2] તેમનો યોગાભ્યાસ પણ સારો છે. આ માંગરોલની ગાદી ખરી 'ફકીરોની' ગાદી છે."

હાલના પીર મોટામીયાં સાહેબ ચાલુ વરસના ઉનાળામાં લગન ગાળા વખતે અમારી અરજ ઉપરથી અમારે ત્યાં લગનમાં ખંભાત પધાર્યાં હતા જે વખતે તમામ ખારવાઓએ પીર સાહેબનો ઘણો સારો આદરસત્કાર કર્યો હતો. તેઓ ખંભાત પધાર્યા તે વખતે સ્ટેશન ઉપર માણસ માતું નહોતું. ગોપાલલાલ મહારાજના મંદીર-

---

૧. બી. એ. અંગ્રેજી બારમી ચોપડી આપણામાં કહેવાય છે.

૨. ઉપલી વાત છપાયાને બે વરસ થયાં છે. એટલે હાલતો તેર વરસથી તેમનો વઝીફો ખંડન થયો નથી એમ કહી શકાય.

૩. જુઓ કડીવાળા માસ્તર કાસમભાઇ સુલેમાનભાઇએ છપાવેલ "માંગરોળવાળા મહાન પીર મોટામીયાં સાહેબના પડછા" નામનું પુસ્તક પાન ૬૮-૬૯ તે અમારે ત્યાં ૩૦-૪૦ની કીંમતે મળે છે.

વાળા જેરામ મહારાજ પણ લોકો સાથે પીર સાહેબને લેવા સ્ટેશને આવ્યા હતા. અને ભારે ઠાઠથી તેમને ગામમાં લઇ ગયા હતા. ગાદીવાળા મકાનમાં પીર સાહેબનો મુકામ રાખ્યો હતો જ્યાં પીરના દર્શન કરવા હમેશાં લોકોની ભારે ઠઠ જામતી હતી. ઘણે ઠેકાણે પીર સાહેબની પધારમણીઓ થઇ હતી. ગોપાળલાલ મહારાજના મંદીરમાં પણ જેરામદાસ મહારાજે, પીર સાહેબની પધરામણી કરી હતી અને જેટલા દીવસ પીર સાહેબનો મુકામ ખંભાતમાં રહ્યો તેટલા દીવસ પીર સાહેબનો તથા તેમના તમામ માણસોનો ખાવાપીવા વિગેરેનો બંદોબસ્ત જેરામદાસ મહારાજે રાખ્યો હતો. પીરસાહેબ ખંભાતમાં બે રાત રહ્યા હતા તે દરમ્યાન તમામ ખારવાઓએ તેમને બંદગી ભરી હતી અને ભેટો મુકી હતી. પીરસાહેબના ખંભાતમાં પધારવાથી ખારવાઓના મનને ઘણો આનંદ થયો હતો. ગુરૂની પધરામણીથી વિશેષ ચીજ બીજી કઇ હોઇ શકે છે.

માલિકને ત્યાં નાત જાતનો કાંઇ ભેદ નથી. જેના ઉપર ગુરૂની કૃપા હોય તે આ સત્ય જોઈ શકે છે.

"જાત ભાત ન પુછે કોઇ, હરકો ભજે સો હરકા હોય." તેમ આપણે પણ જાતભાતનો ભેદ ભુલી જઈ ગુરૂના ઉપર પકકો વિશ્વાસ રાખી કામ શરૂ કરી દેવું જોઇએ. પુંજાબાવા ખારવા હતા અને આપણે પણ ખારવા છીએ. તેમને જે કાંઇ મળ્યું હતું તે પીરના ઉપર સધ્ધર આકીન રાખવાથીજ મળ્યું હતું એ વાત જગજાહેર છે. જ્યારે આ પીર સાહેબના ખાનદાનના પ્રતાપથી આપણી ન્યાતમાં મહાત્માઓ થઇ ગયા છે તે આપણે બધા જાણીએ છીએ તો પછી અસલ ઘર મુકી આપણે શા માટે અલગ રહેવું જોઇએ. એ પીર સાહેબની ગાદીથી આપણને હમેશાં ફાયદો થયો છે. એ ગાદી ન હોત તો ખારવા જેવી એક ગરીબ ન્યાતમાં પુંજાબાવા અને દેવજી બાવા જેવા મહાત્મા થાત નહીં અને એ ન્યાતનું કલંક ધોવાત

નહીં. પણ એ પીરની ગાદીજ આપણી ન્યાતમાંથી મહાત્મા પેદા કરી આપણને ઉંચી પંકતીએ લાવી છે એ ગાદીએ જ્યારે આપણી ન્યાતના લોકોને ઉપદેશ આપી મહાત્મા એક વખત બનાવ્યા છે તો ફરી પણ બનાવશે. માત્ર આપણે તેને ખરા આકીનથી વળગી રહેવાની જરૂર છે જો વળગી રહીશું તો પુંજાબાવા તથા દેવજી બાપાની પેઠે પાર ઉતરી જઈશું અને જો છુટા પડી જઈશું તો એમના એમ રહી જઈશું. આપણું ભલું આપણેજ જોવાનું છે. તેથી જોઈશું તો આપણને લાભ થશે અને નહીં જોઈએ તો નુકસાન થશે. આ જમાનામાં માણસો પોત પોતાના પંથ માટે હજારો રૂપીઆ ખરચે છે અને જાનતોડ મહેનત કરે છે અને આપણે વગર વિચારે એમજ બેશી રહ્યા છીએ. ગાદીને આપણી કાંઈ જરૂર નથી. તેને તો લાખો સેવક છે. આપણા જેવા કાંઈક આવે છે અને કાંઈક જાય છે. આપણા કલ્યાણ માટે આપણને તેની જરૂર છે. આટલા દીવસ નકામા બેશી રહેવાથી આપણે ગુમાવ્યું છે. પુંજાબાવા અને દેવજીબાપા પછી આપણે બરાબર કાળજી રાખી નહીં તો પાછળ કોઈ એવા થવા પામ્યા નહીં. જો ગાદી ઉપર સધ્ધર આકીન રાખી ભક્તીના કામમાં મંડયા રહ્યા હોત તો આજે આપણા જે હાલ હવાલ થઈ ગયા છે તે થવાનો વખત આવત નહીં. બેર, હજુ પણ કાંઈ જતુ રહ્યું નથી. ગાદી એમજ છે અને આપણે પણ એમજ છીએ. સધ્ધર આકીનથી જો કામ કરવા માંડીશું તો ગાદી આપણને સહાય કર્યા વગર રહેવાની નથી. માટે સધ્ધર વિશ્વાસથી તૈયાર થઈ બોલોકે હે ગુરૂ મહારાજ સદા આપના ચિરણ વિશે રાખજો, આ દુનિયાની જાળમાંથી છુટા કરી કલ્યાણનો માર્ગ બતાવજો, જેવી અમારી ન્યાતના આગલા ભગતો ઉપર મહેરબાની કરી છે તેવી અમારા ઉપર પણ કરજો અને અમો આપના ચરણથી જરા પણ હવે વિખુટા ન પડીએ એવી અમને બુદ્ધી આપજો.

તથાસ્તુ—આમીન.